(ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થીઓને માટે)

# મુંબઈ ઈલાકાની ભૂગોળ વિદ્યા.


રચી પ્રસિદ્ધ કરનાર.

લાલજી હરજીવન મહેતા,

માજી ગુજરાતી હેડ માસ્તર સિંધ મદ્રેસાતુલ ઈસલામ અને

બુક સેલર બંદર રોડ —કરાચી



આવૃત્તિ ચોથી પ્રત ૧૦૦૦.





કરાંચી

“મહાલક્ષ્મી” છાપખાનામાં ભોગીલાલ જહુરામ મોદીએ છાપ્યું,

સંવત ૧૯૬૭ ઈ. સ. ૧૯૧૧

કીમત રૂ. ૦—૨—૩

૪૨૨૪

# વિજ્ઞપ્તિ.



આ પ્રાંતના વિદ્યાર્થીઓને ભુગોળ શીખવા માટે અનુકુળ થઇ પડે તેવા સાધનની ખોટ જણાયાથી મારા એક મિત્રે મારી "સીંધ પ્રાંતની ભુગોળ વિદ્યા" જોઇ તેવીજ ઈબારતપર મુંબઇ ઇલાકાની ભુગોળ વિદ્યા રચવાને મને સુચના કરી, જેથી ફુરસદના વખતનો લાભ લઇ યથામતિ આ કામ પુર્ણ કર્યું છે.

આ ભુગોળ વિદ્યામાં મુંબઇ ઈલાકાના વેપાર ઉદ્યોગ વસ્તુલાત, રેલવે, તાર, મુંબઈ ઇલાકાની રીતભાત તથા મોટા શહેરોના વર્ણન આપેલાં છે જે શિક્ષકોએ મહેરબાની કરી વિદ્યાર્થીઓને મુખ પાઠ ન કરાવતાં માત્ર સમજાવવા એવો મારો ઉદ્દેશ છે.

આ કામમાં મને મારા મહેરબાન મીત્રો તરફથી સારો આશ્રય મળ્યો છે જેથી તેઓનો હું ઘણોજ ઉપકાર માનું છું.

કરાંચી

તા. ૭મી ફેબ

# ભુગોળ વિદ્યા.

## ભુગોળ વિદ્યા શિખવવાથી થતા ફાયદા.

આ પૃથ્વી ઉપર પરમેશ્વરે બધે એક સરખી રચના કરી નથી, જુદા જુદા દેશમાં જુદી જુદી જાતના પ્રાણી અને જુદી જુદી જાતની વનસ્પતિ બનાવ્યાં છે. તે જાણવાથી ઈશ્વરની અપાર શક્તિ માલુમ પડે છે પૃથ્વી ઉપર કેટલાક દેશ છે, ને તે કયી કયી દિશાએ છે, ત્યાંનાં લોક કેવાં છે, ત્યાંની હવા કેવી છે, ત્યાં પાક શું શું થાય છે, ત્યાં રાજ્ય કેવી રીતે ચાલે છે, વગેરે ત્યાં શું શું જોવાનું છે એ બધું આપણે જાણીએ છીએ ઘરમાં બેઠા બેઠા આખી પૃથ્વીની મુસાફરી કરવાનું સાધન ભુગોળ વિદ્યા છે.

## પૃથ્વીના મુખ્ય ભાગ.

આખી પૃથ્વીના બે ગોળાર્દ્ધ છે પૂર્વ ગોળાર્દ્ધ (જુની દુનિઆ) ને પશ્ચિમ ગોળાર્દ્ધ (નવી દુનિઆ) એ બને ગોળાર્દ્ધમાં ચાર મોટા

ખંડ છે પશ્ચિમ ગોળાર્દ્ધમાં એશિઆ, યુરોપ, અને આફ્રિકા છે. મુંબઈ ઈલાકો એશિઆ ખંડમાં છે અને તે હિંદુસ્તાનનો એક ભાગછે.

## મુંબઇ ઇલાકો.

**સીમા**—ઉતરે બલુચિસ્તાન, તથા ભાવલપુર સંસ્થાન, પૂર્વે રજપુતસ્થાન, માળવા. મધ્ય પ્રાંતો. નિજામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો, દક્ષિણે મહિસુર પ્રાંત, અને પશ્ચિમે બલુચિસ્તાન તથા અરબી સમુદ્ર છે.

**વિસ્તાર**—મુંબઈ ઈલાકાની લંબાઇ-૧૦૫૦ ચોરસ માઇલ છે અને પહોળાઈ-૬૭૦ માઇલ, ક્ષેત્રફળ ૨૫૦૦૦૦ ચોરસ માઇલ છે. અને વસ્તી ૨૪૦૪૪૫૬૮ માણસની છે.

**વિભાગો**—આ ઈલાકાના પાંચ વિભાગ થએલા છે. ૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ મહારાષ્ટ્ર, ( દક્ષિણ તથા કોકણ.) ૫ દક્ષિણ, મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

## સિંધ પ્રાંતના ભાગ તથા મુખ્ય શહેર.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબાદ |
| ૨ લાડખાણા જીલ્લો | લાડખાણા |
| ૩ સક્કર જીલ્લો | સક્કર |
| ૪ હૈદ્રાબાદ જીલ્લો | હૈદ્રાબાદ |
| ૫ કરાચી જીલ્લો | કરાચી |

| | |
|---|---|
| ૬ થરપારકર જીલ્લો | ઊમરકોટ |
| ૭ ખૈરપુર સંસ્થાન (દેશી રાજ્ય) | ખૈરપુર |

## કચ્છ પ્રાંતના ભાગ તથા મુખ્ય શહેર.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ કચ્છ (દેશી રાજ્ય) | ભુજ |

## ગુજરાત પ્રાંતના ભાગ તથા શહેર.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ સુરત જીલ્લો | સુરત |
| ૨ ભરૂચ જીલ્લો | ભરૂચ |
| ૩ ખેડા જીલ્લો | ખેડા |
| ૪ પચમહાલ જીલ્લો | ગોધરા અને દાહોદ |
| ૫ અમદાવાદ જીલ્લો | અમદાવાદ |
| ૬ કાઠિયાવાડ એજન્સિ | રાજકોટ |
| ૭ પાલણપુર એજન્સિ | પાલણપુર અને ડીસા |
| ૮ મહિકાંઠા એજન્સિ | સાદગ અને ઈડર |
| ૯ રેવાકાંઠા એજન્સિ | નાંદોદ, દેવગડબારીઆ અને લુણાવાડા |
| ૧૦ ગાયકવાડનો મુલક | વડોદરા |
| ૧૧ ખંભાત સંસ્થાન | ખંભાત |
| ૧૨ પંચમહાલ એજન્સિ | નારૂકોટ |
| ૧૩ સુરત એજન્સિ | વાસદા, ધરમપુર અને સચીન |

# મહારાષ્ટ્ર દેશ એમાં કોકંણ તથા દક્ષિણ છે.

## કોકણના ભાગ તથા મુખ્ય શાહેર,

| ભાગ. | મુખ્ય શાહેર. |
|---|---|
| થાણા જીલ્લો | થાણા |
| ૨ કુલાબા જીલ્લો | અલીબાગ |
| ૩ જવ્હાર સંસ્થાન | જવ્હાર |
| ૪ જંજીરા સંસ્થાન | જંજીરા |
| ૫ રત્નાગિરી જીલ્લો | રત્નગિરી |
| ૬ સાવંતવાડી સંસ્થાન | સાવંતવાડી |

## દક્ષિણ પ્રાંતના ભાગ તથા મુખ્ય શાહેર.

| ભાગ. | મુખ્ય શાહેર. |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો | ધુળીઆ |
| ૨ નાશિક જીલ્લો | નાશિક |
| ૩ પુણા જીલ્લો | પુણા |
| ૪ અહમદનગર જીલ્લો | અહમદનગર |
| ૫ સતારા જીલ્લો | સતારા |
| ૬ સોલાપુર જીલ્લો | સોલાપુર |
| ૭ પેંઠ સંસ્થાન | પેંઠ |
| ૮ અકલકોટ સંસ્થાન | અકલકોટ |

| | |
|---|---|
| ૯ સતારા જાગીર | ભોર, ફલટન, ઔંધ, અને જત |
| ૧૦ ખાનદેશ એજન્સિ | ખાનદેશ |

## દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડાના ભાગ તથા મુખ્ય શહેર.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ કલાદગી જીલ્લો | કલાદગી |
| ૨ બેલગાંવ જીલ્લો | બેલગાંવ |
| ૩ ધારવાડ જીલ્લો | ધારવાડ |
| ૪ ઉત્તર કાનડા જીલ્લો | કારવાડ |
| ૫ કોલાપુર સંસ્થાન | કોલાપુર |
| ૬ સાવનુર સંસ્થાન | સાવનુર |
| ૭ દક્ષિણ મહારાષ્ટ્ર જાગીર | સાંગલી, જમખાંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, અને રામદુર્ગ |

## દેશી રાજ્યો.

### [ અંગ્રેજ સરકારને ખંડણી આપનારાં શહેરો. ]

સિંધમાં ખૈરપુર, કચ્છમાં કચ્છ, ગુજરાતમા વડોદરા, ખંભાત, ભાવનગર, જુનાગઢ, જામનગર (નવાનગર) ઈડર, પાલણપુર, નાંદોદ, વાંસદા, સચીન વગેરે. દક્ષિણ મહારાષ્ટ્રમાં જવ્હાર, જંજીરા સાવંતવાડી, ભોર, અક્કલકોટ વગેરે. દક્ષિણ મહારાષ્ટ્રમાં કોલાપુર, સાવનુર વગેરે ઘણાં છે.

## અંગ્રેજી રાજ્ય.

૧ સિંધમાં ખૈરપુર સિવાય આખો સિંધ, ૨ કચ્છમાં નથી, ૩ ગુજરાતમાં અમદાવાદ જીલ્લો, ખેડા જીલ્લો, ભરૂચ જીલ્લો, સુરત જીલ્લો, પંચમહાલ જીલ્લો. ૪ મહારાષ્ટ્રમાં થાણા જીલ્લો, કોલાબા જીલ્લો, રત્નાગિરી જીલ્લો, મુંબઈ બેટ, ખાનદેશ જીલ્લો, નાશિક જીલ્લો અહમદનગર જીલ્લો, પુણા જીલ્લો, સતારા જીલ્લો, અને સોલાપુર જીલ્લો. ૫ દક્ષિણ મહારાષ્ટ્રમાં કલાદગી જીલ્લો, બેલગાંવ જીલ્લો, ધારવાડ જીલ્લો, કાનડા જીલ્લો વગેરે.

**ફીરંગીનાં સંસ્થાન**—દીવ, દમણ અને ગોવા.

**હબસીનાં સંસ્થાન**—જાફરાબાદ ને જંજીરા એ ખંડણી આપતા નથી.

**મોટી નદીઓ**—સિંધુ, ભાદર, શેત્રુંજી, બનાસ, સરસ્વતી, સાબરમતી, મહી, વિશ્વામીત્રી, ઢાઢર, નર્મદા તાપી, ગોદાવરી ભીમા કૃષ્ણા, મેશ્વો, વાત્રક, કીમ, સીના, નીરા, મુળામુઠા, પાંજરા વગેરે.

**પવિત્ર નદીઓ**—સિંધુ, સરસ્વતી, સાબરમતી, નર્મદા, તાપી, વગેરે.

**પર્વતો**—પબ, હાલા, ગીરનાર શેત્રુંજો, બરડો, આરાસુર, આબુ, પાવાગઢ, સાતપુડો, સંહ્યાદ્રિ, (પશ્ચિમઘાટ) અને ચાંદવડ વગેરે.

**બેટો**—બેટ,, સંખોદ્ધાર, દીવ, ગોપનાથ, પીરમ, શિઆળ, મુંબઈ, વસઈ, ધારાપુરી, કરંજે, સાષ્ટી વગેરે:

**બંદરો**—સિંધમાં કરાચી, કેટીબંદર, શાહબંદર કચ્છમાં માંડવી, જખૌ, લખપત, તુણું, મુદ્રા, ગુજરાતમાં જોડીઆ, દ્વારકા,

પોરબંદર, માંગરોલ, વેરાવલ, દીવબંદર, જાફરાબાદ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરુચ, સુરત, મહારાષ્ટ્રમાં વસઈ; મુંબઈ, રાજાપુર, વિજયદુર્ગ વગેરે. દક્ષિણ મહારાષ્ટ્રમાં ગોવા, કારવાડ, હોનાવર વગેરે એમાં સઉથી મોટાં અને ઉપયોગી બંદરો ૩ છે. સિંધમાં કરાચી, મહારાષ્ટ્રમાં મુંબઈ દક્ષિણ મહારાષ્ટ્રમાં કારવાડ.

**જાત્રાના ઠેકાણાં**—સિંધમાં હિંગળાજ, કચ્છમાં માતાજીનો મઢ, નારાયણસર, કોટેશ્વર, ગૂજરાતમાં દ્વારકા, બેટશંખોદ્ધાર, ગીરનાર, પ્રભાસપાટણ, શેતરૂંજો, ડાકોર, બેચરાજી, અંબાજી, શામળાજી, સિદ્ધપુર, વડતાલ, શુકલતીર્થ, ચાણોદ, કન્યાળી, મહારાષ્ટ્રમાં નાશિક, ત્રંબક, પઢરપુર, એ હિંદુઓનાં છેઃ ઉદવાડા પારસીઓનું છે; પીરાણા મુસલમાનોનું છે.

**હવા ખાવાની જગ્યાઓ**—કચ્છમાં માંડવી, ગુજરાતમાં બાલાચડી, વેરાવલ, ગોપનાથ, આબુ ડુંગાર, મહારાષ્ટ્રમાં પુરંધર, ખંડળા, મહાબળેશ્વર, ભીમડી, ભોરઘાટ, તીથલ, ડુમસ વગેરે.

**દ્વિપકલ્પ**—કાઠિયાવાડ.

**અખાત**—કચ્છનો અખાત તથા ખંભાતનો અખાત.

**ભુશિર**—માંજ જગતપોઈંટ, દીવ, રામસ,

**લશ્કરની છાવણી**—કચ્છ-ભુજ, રાજકોટ, માલેગાંવ, ડીસા, વડોદરા, અમદાવાદ, પુણા વગેરે.

# વખાણાયલી વસ્તુવાળાં શહેર.

| શહેર | શું શું થાય છે. |
|---|---|
| સિંધ હૈદરાબાદમાં | સોનેરી ભરત |
| કચ્છ ભુજમા | સોના રૂપાનો ઘાટ |
| ,, માંડવીમાં | રેશમી કાપડ |
| કચ્છ અને કાઠિઆવાડમાં | ઘોડા |
| કચ્છ અને કડી પ્રગણામાં | બળદ |
| કચ્છ અંજારમાં | ચપ્પુ |
| કચ્છ માતાજીના મઢમાં | ફટકડી |
| જામનગરમાં | કંકુ, બાંધણી, બંદુક, મોતી |
| પુના અને ચોરવાડમાં | નાગરવેલના પાન |
| શિહોર અને નાશિકમાં | ત્રાંબા પીતળના વાસણ |
| ભાલમાં | ઘઉં |
| બર્ડા અને ધ્રાંગધ્રામાં | પથ્થર |
| લીંબડીમાં | સુડીઓ |
| અમરેલીમાં | ચોફાળ અને ધોતીઆં |
| અમદાવાદમાં | રેશમી કાપડ |
| ગણદેવીમાં | ગોળ |
| ધોળેરામાં | રૂ |
| પાટડીમાં | વડાગરૂં મીઠું |
| વડનગરમાં | સતાર અને સારંગી |
| વિજાપુરમાં | અફીણ |
| કપડવંજમાં | કાચ |

| | |
|---|---|
| આગ્રસુબામાં | લોઢાની છરી |
| ખંભાતમાં | સુત્રકેણી અને અકીકના પથ્થર પર નકશી |
| સુરતમાં | જરકશી |
| થાણામાં | અબોટીઆં |
| પેઠમાં | પાઘડી |
| બુરહાનપુરમાં | શેલાં |
| રેવાકાંઠામાં | કાટ |
| જાફરાબાદ | ઘી |

---

## એવડાં નામ.

---

| | |
|---|---|
| શિકારપુર | ખોરાસાનની ભાગોળ |
| સિંધુ નદી | અટક અથવા ઇંડસ |
| કરાંચી બંદર | દેવળગામ |
| નગરઠઠ્ઠા | બ્રાહ્મણાબાદ |
| કચ્છ માંડવી | રાયપરબંદર |
| કાઠિયાવાડ | સોરાષ્ટ |
| નવાનગર | જામનગર |
| સોમનાથપાટણ | પ્રભાસપાટણ |
| વડોદરા | વીરક્ષેત્ર |
| શેત્રુંજો | સિદ્ધાચળ |

| | |
|---|---|
| પોરબંદર | સુદામાપુરી |
| અમદાવાદ | રાજનગર |
| નર્મદા નદી | રેવા |
| ધરમપુર | રામનગર |
| સિદ્ધપુર પાટ્ટણ | અણહિલવાડ પાટણ |
| સાંહ્યાદ્રી | પશ્ચિમઘાટ. |

## રાજાઓની અટક.

| | |
|---|---|
| ખૈરપુરના | મીર |
| કચ્છના | રાવ |
| પોરબંદરના | રાણા |
| ધ્રાંગધ્રા ને કઠિયાવાડના | રાજ |
| ભાવનગર, કોલાપુર અને ઇડરના | મહારાજા |
| નવાનગરના | જામ |
| જુનાગઢ, રાધણપુર, ખંભાત, સચીન અને વડાશીનોરના | નવાબ |
| પાલણપુરના | દીવાન |
| વડોદરા | ગાયકવાડ સરકાર |

મુંબઇ ઇલાકામાં સઉથી મોટી નદી

" " શાહેર

૪૨૨૪



| | | | |
|---|---|---|---|
| મુંબઇ ઇલાકામાં સઉથી મોટું | | બંદર | મુંબઈ |
| ,, | ,, | બેટ | મુંબઈ |
| ,, | ,, | પર્વત | સંહ્યાદ્રી |
| ,, | ,, | જીલ્લો | ખાનદેશ |
| ,, | ,, | દેશી રાજ્ય | વડોદરા |
| ,, | ,, | તાલુકો | ધંધુકા |

**ધર્મ**—હિંદુ એ ધર્મના અનેક પંથ છે. તેમાં વૈષ્ણવ, જૈન, શૈવ, રામાનુજ વગેરે મુખ્ય છે. બીજાં ધર્મોમાં મુસલમાની જરથોસ્તી (પારસી), ખ્રિસ્તી વગેરે.

**ભાષા**—સિંધી, કચ્છી, ગુજરાતી, મરાઠી, કાનડી દક્ષિણી, વગેરે.

**પેદાશ**—ઘઊં, બાજરો, જુવાર, કઠોળ, અનાજ, તમાકુ, ગળી, સાબુ, કંકુ, શેરડી, આદુ, મકાઇ, મહુડા, શણ, ઇમારતી લાકડા, રૂ, ચોખા, અભ્ર, સુરોખાર, લાખ, મીઠું, નાળિએર, એલચી, મરી, વગેરે.

**રવાનગી**—(પરદેશ જાય છે) લુગડા, ચીથરાં ચામડાં, રૂ, ઉન, હાડકાં ઘઊં, સરસી, જુવાર, વગેરે.

**આમદાની**—(પરદેશથી આવે છે) લોઢું, કોયલા, સોનું ત્રાંબું પીતળ, રૂપું, કાપડ, સંચા, ચીની, વાસણ, ચા, ગાસ્ટેલ, દીવાસળી, લોઢાનો સામાન, કાચ, રબર, ગળી, કાગળ, ટીન વગેરે ઘણોજ વિલાયતી સામાન આવે છે.

**વેપાર**—મુંબઈ બંદરનો દર વરસે ૫ દેશ સાથે ૮૫ કરોડ રૂપીઆનો વેપાર ચાલે છે.

**હવા**—મુંબઈ ઇલાકાના દક્ષિણ ભાગમાં ગરમી થોડી પડે છે ને થંડી માફક સર છે, ઉતર ભાગમાં ગરમી તથા ઠંડી ઘણીજ

પડે છે, મધ્ય ભગમાં વરસાદ ઘણો વરસે છે.

## નદીઓ.

**સિંધુ નદી**—હિમાલય પર્વતમાંથી નીકળી ૧૮૦૦ મેલ વહી અરબી સમુદ્રને મળે છે એના ઉપર સક્કર, બક્કર, હૈદ્રાબાદ, કોટડી શિકારપુર, મીઆણી વગેરે શહેરો છે.

**ભાદર**—મદાવુના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે અને તે ઉપર જસદણ, જેતપુર, નવીબંદર વગેરે શહેરો છે.

**શેતરૂંજી.**—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એના ઉપર શહેરો ધારી. પાલીતાણા, તળાજા.

**બનાસ**—શિરોહીનાં ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, એના ઉપર ડીસા અને રાધણપુર.

**સરસ્વતી**—શિરોહીના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, એના ઉપર સિદ્ધપૂર છે.

**સાબરમતી**—મહીકાંઠાના પહાડમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એના ઉપર સાદરા અને અમદાવાદ.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. એના ઉપર લુણાવાડા ને ખંભાત.

**વિસ્વામીત્રી**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, એના ઉપર વડોદરા.

**ઢાઢર**—રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે

છે એના ઉપર ઠંકારીઆ.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળી ૪૦૦ મૈલ્ વહી ખંભાતના અખાતને મળે છે એના ઉપર બુરાનપુર, બોધાન, રાંદેર, માંડવી અને સુરત છે.

**ગોદાવરી**—સંહ્યાદ્રીમાંથી નીકળી ૯૦૦ મૈલ વહી બંગાળાના ઉપ-સાગરમાં પડે છે એના ઉપર નાશિક

**નર્મદા**—સાતપુડા પર્વતમાંથી નીકળી ૮૦૦ મૈલ વહી ખંભાતના અખાતને મળે છે, એના ઉપર ચાણોદ, કર્નાળી, નાંદોદ અને ભરૂચ છે.

**ભીમા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી કૃષ્ણા નદીને મળે છે, એના ઉપર પંઢરપુર.

**કૃષ્ણા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ૮૦૦ મૈલ વહી બંગાળાના ઉપસાગરને મળે છે, એના ઉપર જમખંડી કમળાપુર અને સતારા છે.

**વાત્રક**—ડુંગરપુર પાસેથી નીકળી સાબરમતીને મળે છે, એના ઉપર માંડવા આત્રસુંબા, મેમદાબાદ ને ખેડા છે.

**સોના**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે. એના ઉપર અહમદનગર છે.

**નીરા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે, એના ઉપર ફલટન

**મુળામુઠા**—સહ્યાદ્રી પર્વતમાંથી નીકળી ભીમાને મળે છે એના ઉપર પુના.

**પાંજરા**—સંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી તાપીને મળે છે એના ઉપર ધુળીઆ.

## નદીઓના સંગમ.

સાબરમતીને—વાત્રક, ભોગાવો, હાથમતી અને ખારી.
વાત્રકને—મેશ્વો, શેઢી, માજુમ.
શેઢીને—મોહોર ને લુણી.
નર્મદાને—ઉમરાવતી.
તાપીને—પુર્ણા, પાંજરા ગીરણા.
ઢાઢરને વિશ્વામિત્રી
ભીમાને—સીના, નીરા મુળામુઠા.
કૃષ્ણાને—ભીમા, તુંગભદ્રા, પંચગંગા ઘટપ્રભા, મલપ્રભા, વાર્ણા,
કાવેરીને—ખરેરા, અંબીકા,
ખંભાતના અખાતને મળનારી નદીઓ—શેતરૂંજી, સાબરમતી મહી, વિશ્વામિત્રી, ઢાઢર, તાપી, નર્મદા વગેરે.
કચ્છના રણને મળનારી નદીઓ—બનાસ, સરસ્વતી, મચ્છુ, ફુલકુ, બાંભણ.
અરબી સમુદ્રને મળનારી નદીઓ—સિંધુ, ભાદર.
કચ્છના રણને મળનારી નદીઓ—આજી.
બંગાળાના ઉપસાગરને મળનારી નદીઓ—ગોદાવરી, કૃષ્ણા.

## સિંધ પ્રાંત.

આ પ્રાંત ઇ. સ. ૧૮૪૩માં અંગ્રેજ સરકારે સરચાલર્સ નેપીયરે

મીરે ૫.સેથી જીત્યો છે એમાં મુસલમાનની વસ્તી ઘણી છે. એના રહેવાશી સિંધી કહેવાય છે.

સીમા—ઉતરે બલુચીસ્તાન અને પંજાબ પુરવે જેસલમીરનું રણ તથા રજપુસ્તાન દક્ષિણે કચ્છનું રણ તથા અરબી સમુદ્ર પશ્ચિમે કીલાત તથા સુલેમાનના ડુંગરો.

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | સિંધનો ઉપલો સરહદનો મુલક | જેકબાબદ |
| ૨ | લડખાના જીલ્લો | લાડખાના |
| ૩ | સક્કર જીલ્લો | સક્કર |
| ૪ | હેદ્રાબાદ જીલ્લો | હેદ્રાબાદ |
| ૫ | કરાચી જીલ્લો | કરાચી |
| ૬ | થરપારકર જીલ્લો | ઉમરકોટ |
| ૭ | ખેરપુર સંસ્થાન (દેશી રાજ્ય) | ખેરપુર |

| | |
|---|---|
| મોટી નદી | સિંધુ |
| પર્વત | હાલા, પબ. |
| સરોવર | મંચર (ખારૂં છે.) |
| રણ | થરપારકરનું |
| દેશી રાજ્ય | ખેરપુર |
| બંદર | કરાચી, કેટીબંદર (ઘોડાબારી) શાહબંદર |
| ભુશિર | માંજ |
| બેટ | મનોરા |
| ભાષા | સિંધી અને બલુચી |

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, ચોખા, કપાસ, દિવેલી વગેરે આ

દેશમાં વરસાદ થોડો વરસે છે તેથી ખેતીનો મુખ્ય આધાર સિંધુ નદીના પાણી પર છે.

**શાહેરો**—કરાચી એ સિંધમાં સઉથી મોટું શહેર છે વેપારનું મુખ્ય બંદર છે, સિંધની રાજધાનીનું શહેર છે, જ્યાં આ પ્રાંતનો મોટો હાકેમ કમીશ્નર સાહેબ રહે છે, એ શહેરમાં જોવા લયક ઠેકાણાં ઘણાં છે. તે શિવાય—ઉમરકોટમાં પ્રખ્યાત હિંદુસ્તાનનો બાંદશાહ અકબર ઈ સ. ૧૫૪૩મા જનમ્યો હતો. બીજાં શહેર જેકમબાદ, ટ્ઠા, સક્કર, બક્કર, રેલડી સેવાન, લારખાના, કોટડી, શાહબંદર, મીઆણી, ટન્ડાઅં-લાયાર, ટન્ડામહમદખાન, ગુની, ઘોટકી, શિકારપુર, હૈદ્રાબાદ વગેરે.

# કચ્છ પ્રાંત.

આ પ્રાંતના રાજા રાવ કહેવાય છે, ત જાડેજા રજપુત છે. આ પ્રાંતમાં પોલીટીકલ એજન્ટ સાહેબની છાવણી ભુજમાં છે, અહીંનાં રહેવાસી કચ્છી કહેવાય છે. તેઓ દુર દેશોનું દેશાટન કરે છે.

**સીમા**—ઉતરે તથા પુવે કચ્છનું રણ દક્ષિણે કચ્છનો અખાત, પશ્ચિમે અરબી સમુદ્ર છે. અસલ એ પ્રાંતના ૧૬ વિભાગો હતા હાલ ૮ છે.

**વિભાગો**—હાલ આ પ્રાંતના ૮ તાલુકા થયેલા છે, ૧ રાપર તાલુકો ૨ ભચાઉ તાલુકો, ૩ અંજાર તાલુકો, ૪ ભુજ તાલુકો ૫ અબડાસા તાલુકો, ૬ મુદ્રા તાલુકો, ૭ માંડવી તાલુકો, અને લખપત તાલુકો.

રાપર તાલુકો મુખ્ય શહેર ગઢડો
અબડાસા તાલુકો ,, જખૌ.

બાકીના તાલુકાના મુખ્ય સેહેર તેજ નામનાં છે.

નદીઓ—નાગમતી, ખારી રૂકમાંવતી, કનકાવતી, વગેરે નાની નદીઓ છે.

પર્વત—કાળો, નનામો, ધીણોધર.

બંદર—લખપત, જખૌ, માંડવી, મુદ્રા, તુણા વગેરે.

અખાત—કચ્છનો.

ભાષા—કચ્છી

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, મગ, અડદ, શેરડી, રૂ, રાઈ વગેરે.

શહેરો—ભુજ એ રાજધાનીનું શહેર છે, એમાં પ્રાગ મહેલ જોવા જોગ છે ઇ સ ૧૮૧૯માં ધરતીકંપથી આ શહેરનો લગભગ નાશ થયો હતો. તે શિવાય—માંડવી, અંજાર, મુંદ્રા, લખપત, જખૌ, તેરા, કંથકોટ, કોઠારા નળીયા, તુણા, કેરા, રાપર, આધોઈ, કોટેશ્વર, નારાયણસર, બાકડીયું, ગઢડો, માતાજીનો મઢ વગેરે.

---

# સિંધ પ્રાંતના જીલ્લાઓની હકીકત.

## ઉત્તર સરહદ જીલ્લો.

---

મુખ્ય શહેરો—જેકબાબાદ, ત્યાંથી રેલ્વે રસ્તે ફતેટા, સમન અને

કંદહાર તરફ જવાય છે. એ શહેર જેકબ સાહેબે વસાવ્યું તેથી જેકબાબાદ નામ પડયું છે ત્યાં જેકબ સાહેબની કબર છે. વરસાદ બહુ થોડો પડે છે.

તાલુકા—જેકબાબાદ, શહેદાદપુર, થુલ, કશ્મોર.

પેદાશ—ઘઊં, બાજરી, જુવાર, મટર, તલ, ચણા, સરસી, જાંબો, ઇત્યાદી.

## લાડકાણા જીલ્લો.

પર્વતો—ખીરથર અને લક્કી.

સરોવર—મંછર.

પેદાશ—ગળી, અનાજ, સફેદ ચોખા ઇત્યાદી.

મુખ્ય સહેરો—લાડકાણા, મહેર, સેવણ, લબદરીયા, કંબર દેરા, નશીરાબાદ, કકર, દાદુ, જોહી, ઘોઘર, અધાણી, ખૈરપુર, જોસા, ખલીદ ને વાલદા.

તાલુક—લાડકાણા, લબદરીયા, કંબર, દેરા, દાદુ, જોહી, સેવણ, મહેર, નશીરાબાદ, કકર.

## સક્કર જીલ્લો.

મુખ્ય શાહેરો—શિકારપુર, રોરી સખર, ઘોટકી, મીરપુર, માથેલા, ઉદવાડા.

પેદાશ—ડાંગર, જાર, ઘઉં, જવ, ચણા, ગળી વગેરે.

તાલુકા—શિકારપુર, સખર, નોશેરો અબરો, રોરી, ઘોટકી, મીરપુર માથેલા, ઉબાવડા.

## હેદ્રાબાદ જીલ્લો.

પર્વત- ગંજો.

પેદાશ—ઘઉં, બાજરી, જાગ, મટગ, જાંબો, રૂ, સરસી.

મુખ્ય શાહેરો—હૈદ્રાબાદ, ગુની, બદીના, ટન્ડે બાગેનો, ડેહેરો મોહેબતનો, ટંડો મહમદખાન, નવાહાલા, શહેદાદપુર, મીરપુર ખાસ, ટંડો અલાયાર, નોશેરો ફરોઝ, કડીયારા, મોરો, સકરેડ. નસરપુર

તાલુકા—ગુની, બદીના, ટન્ડે, બાગેનો, ડેરો મોહોબતનો, હાલા, શાહેદાદપુર, હૈદ્રાબાદ, ટંડો અલ્લાહયાર, નૌશેરો, ફિરોઝ, કંડીયારો, મોરો, સકરંદ.

હકીકત—આ જીલ્લો કારીગરી વાસ્તે પ્રખ્યાત છે. હૈદ્રાબાદ કલોડા, તથા મીરોના વખતમાં રાજધાનીનુ શહેર હતું એમાં ગુલામશાહ કલોડાનો બાંધેલો કિલ્લો તથા મિનારો જોવા જોગ છે એ શાહેરથી થોડે દુર ગિદુ બંદર પાસે ગાંડાની ઇસ્પીતાલ છે કોટ્રી અને ગિદુ બંદર વચ્ચે સિંધુ નદી ઉપર કરઝન બ્રિઝ નામનો પુલ બંધાયો છે.

## કરાંચી જીલ્લો.

મુખ્ય શાહેરો—કરાચી, નગરઠઠ્ઠા, ઝરક, મીરપુર સાકરો, કેટી

બંદર, કોટડી, મીરપુરબઠોરા, સુજાવલ, સેવાન, શાહબંદર, મુગલભીમ, માઝીંદા વગેરે.

**નદીઓ**— હબ, ગાઝ, બારાન, ગોહન, મલીર, લયારી.

**પર્વત**—ખીરથર, લકડી ને પબ.

**સરોવર**—મંછર, કઝોરી, સોનારી હાલેજી, ગુગડો.

**પેદાશ**—ડાંગર, ઘઊં, બાજરી, જાર, જવ, સરસી, તેલ. મગ, મકાઈ તમાકુ, ઉન, શેરડી વગેરે.

**તાલુકા**—કરાચી, ઠઠ્ઠા, મી પુ સાકરે, ઘોડાબારી, કોટડી. માઝીંદા, કોહીસ્તાન, મીરપુરબઠોરા, સુજાવલ, જાતી, શાહબંદર.

**હકીકત**—કરાચી મુંબઈ ઈલાકામાં આવેલા બંદરોમાં બીજે નંબર ધરાવે છે. એ સિંધની રાજધાની છે ત્યાં કમીશનર સાહેબ રહે છે. તે શિવાય મોટી અંગ્રેજોની ઓફીસો તથા ગોદીઓ છે. કરાંચીથી ૬ માઇલ દુર મગર પીરની જગા છે, ત્યા ઉના પાણીના ઝરણ છે. અને ત્યાં મગર ઘણા જોવામાં આવે છે. તે શિવાય જોવાલાયક ઠેકાણા જેવા કે ફ્રિયર હોલ, લેડી ડફરીન હોસ્પીટલ, સીમેન્સ રેસ્ટ, મનોરાનો કિલ્લો, સીવીલ હોસ્પીટલ, એમ્પ્રેસ મારકીટ, હાઈ સ્કુલ મદ્રેસા સ્કુલ, મ્યુઝીયમ. તાર ઓફીસ, મેરીવેધર ટાવર, પારસી વીરબાઈજી સ્કુલ, ખ્રિસ્તી દેવળો વગેરે ઘણાં છે.

---

## થરપારકર જીલ્લો.

---

**પર્વત**— કારૂંઝર. **સરોવર**—સુમરા, મખી

મુખ્ય શહેર—ઉમરકોટ, ખીપ્રો, સાંધડ, છછરો, મિઠી, ડીપલો, નગરપારકર, વિરાવાવ, પેથાપુર વગેરે.

તાલુકા—ઉમરકોટ, ખીપ્રા, સાંઘડ, મિઠી, છાછરો, ડીપલો, નગર પારકર.

હકીકત—આ જીલ્લામાં રેતીનાં રણ ઘણાં છે ઉમરકોટ મોગલ બાદશાહ અકબરની જન્મ ભુમી છે.

---

## ખૈરપુર સંસ્થાન.

---

પેદાશ—ઘઉં, મગ, જવ, જુવાર, મટર, ચણા, સરસી જોંએ વગેરે.
મુખ્ય શહેરો—ખૈરપુર, લાલુકોટ, કોટદીજી, ટન્ડા મસ્તીખાન, ગંબટ, રાણીપુર વગેરે.

હકીકત—આ સંસ્થાનમાં હાલે દેશી રાજા રાજ કરે છે. અહિના રાજાઓ મીર કહેવાય છે. અહીં ખારો પાપડીયો થાય છે તે ઉપર મીર દર ઊંટે અઢી રૂપીયા લે છે.

---

# ગુજરાત પ્રાંત.

---

સીમા—ઉત્તરે કંચ્છનું રણ, પુર્વે માળવા ને ખાનદેશ, દક્ષિણે થાણા જીલ્લો અને અરબી સમુદ્ર, પશ્ચિમે કચ્છનો અખાત ને અરબી સમુદ્ર છે.

વિભાગો—આ પ્રાંતમા ૧૩ વિભાગો છે, તેમાં ૮ દેશી રાજ્ય, ને ૫ જીલ્લા છે.

| | | |
|---|---|---|
| ૧ | સુરત જીલ્લો | સુરત |
| ૨ | ભરૂચ જીલ્લો | ભરૂચ |
| ૩ | ખેડા જીલ્લો | ખેડા |
| ૪ | પંચમહાલ જીલ્લો | ગોધરા અને દાહોદ |
| ૫ | અમદાવાદ જીલ્લો | અમદાવાદ |
| ૧ | કાઠિયાવાડ એજન્સિ | રાજકોટ |
| ૨ | પાલણપુર અજન્સિ | પાલણપુર અને ડીસા |
| ૩ | મહિકાંઠા એજન્સિ | સાદરા અને ઇડર |
| ૪ | રેવાંકાંઠા એજન્સિ | નાંદોદ, દેવગઢબારીઆ, લુંણાવાડા |
| ૫ | ખંભાત સંસ્થાન | ખંભાત |
| ૬ | ગાયકવાડનો મુલક | વડોદરા |
| ૭ | પંચમહાલ એજન્સિ | નારૂકોટ |
| ૮ | સુરત એજન્સિ | વાંસદા, ધરમપુર, સચીન. |

નદીઓ—નર્મદા, તાપી, મહી, સાબરમતી, શેત્રુંજી, સરસ્વતી બનાસ, વાત્રક, મેશ્વો, શેઢી, ઢાઢર, આજી વગેરે.

પર્વત—સાતપુડો, આબુ, પાવાગઢ, ગીરનાર, શેત્રુંજી વગેરે.

બંદર—દ્વારકા, પોરબંદર માગરોળ, વેરાવલ, દીવ બંદર મહુવા, ભાવનગર, ખંભાત, સુરત ભરૂચ વગેરે.

બેટ—બેટ સંખોદ્ધાર, પીરમ, દીવ, ગોપનાથ વગેરે.

અખાત—ખંભાતનો.

ભાષા—ગુજરાતી ને રહેવાશી પણ ગુજરાતી કહેવાય છે.
ફીરંગીનાં સંસ્થાન—દીવ, દમણ.
હબસી નો તાલુકો—જાફરાબાદ.
પેદાશ - ઘઊં, બાજરી, જુવાર, રૂ, શેરડી, તમાકુ, આદુ, કંદ, વગેરે.
પ્રાચીન રાજધાનીઓ—દ્વારકા, પંચાશર, વલભીપુર, અણહીલવાડ
હાલની રાજધાની—અમદાવાદ.
શહેરો—સુરત, એ શહેરમાં અંગ્રેજોએ ઈ. સ. ૧૬૬૨ માં કોઠી કરી હતી. તે સિવાય અમદાવાદ, ભરૂચ, ખેડા, ભાવનગર, વડોદરા, નવાનગર, રાજકોટ, પોરબંદર, મોરબી, ગોંડલ, ડીસા, સિદ્ધપુર, પાલણપુર, ગોધરા, ખંભાત, ધરમપુર, સચીન, વગેરે ઘણાં છે.

# ઉતર મહારાષ્ટ.

## ( દક્ષિણ )

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો | ધુળીઆ |
| નાશિક જીલ્લો | નાશિક |
| ૩ અહમદનગર જીલ્લો | અહમદનગર |
| ૪ પુણા જીલ્લો | પુણા |
| ૫ સતારા જીલ્લો | સતારા |
| ૬ સોલાપુર જીલ્લો | સોલાપુર |

| | | |
|---|---|---|
| ૭ | અકલકોટ સંસ્થાન | અકલકોટ |
| ૮ | પેંઠ સંસ્થાન | પેંઠ |
| ૯ | ખાનદેશ-એજન્સિ | ખાનદેશ |
| ૧૦ | સતારા જાગીર | ભોર, ફલટણ, ઔંધ, જત. |

**નદીઓ**—ગોદાવરી, ભીમા, સીના, ગીરણા, નીરા, મુળામુંઠા, કૃષ્ણા.

**પર્વત**—ચાંદવડ, સાતપુડો ને સંહ્યાદ્રીનો ભાગ.

**ભાષા**—કાનડી મરાઠી.

**પેદાશ**—અનાજ તમાકુ, રૂ, શેરડી, મહુડા, મેંણ, લાખ, ડાંગર, શણ સુરે ખાર વગેરે.

**દેશી રાજયો**—ભોર, નીંબાળકર, ફલટણ, ઔંધ, જત, પેંઠ, અકલકોટ, ડફળે વગેરે.

**મોટા શહેરો**—ધુળીઆ, પુના, અહમદનગર, માલેગામ, સતારા, નંદુરબાર, એવલે, મનમાડ, ખંડાળા, કોરેગામ, સિંન્નર, જુન્નર, મહાબળેશ્વર વગેરે, મુંબઈનો ગવર્નર સાહેબ ઉનાળાના દહાડામાં હવા ખાવા વાસ્તે મહાબળેશ્વર જાય છે.

# ઉતર મહારાષ્ટ.

## (કોંકણ)

| ભાગ. | | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | થાણા જીલ્લો | થાણા |
| ૨ | કુલાબા જીલ્લો | અલીબાગ |

| | | |
|---|---|---|
| ૩ | રત્નાગીરી જીલ્લો | રત્નાગીરી |
| ૪ | જવ્હાર સંસ્થાન | જવ્હાર. |
| ૫ | જંજીરા સંસ્થાન | જંજીરા |
| ૬ | સાવંતવાડી સસ્થાન | સાંવતવાડી |

નદી—અંબા

પર્વત—સંહ્યાદ્રી.

ભાષા—મરાઠી.

પેદાશ—ચોખા, નાગલી, સોપારી, હરડા મીઠું વગેરે.

શહેરો—મુંબઇ, થાણા, અલીબાગ, રત્નાગિરી, કલ્યાણ, વાંદરા, વિગોરલા, માહીમ, દેહેણું, અગાંસી, વસાઇ, પનવેલ, વિજયદુર્ગ, રાજાપુર વગેરે.

હકીકત—મુંબાઇ ઈલાકાનું મુખ્ય શહેર મુંબઇ છે, એ વેપારનું બંદર છે એ શહેર ઇ. સ ૧૬૬૧ માં ઇંગ્લાંડના બાદશાહ ચાર્લસ બીજાને પહેરામણીમાં પોર્તુગાલના બાદશાહ પાસેથી મળ્યું હતું. તેમાં જોવા લાયક ઠેકાણાં—ટંકશાળ, યુનીવર્સિટી હૉલ, રાજાબાઇ ટાવર, ક્રાફર્ડ મારકીટ, રાણીનો બાગ, એલફીન્સ્ટન કોલેજ, વિકટોરીઆ ટર્મીનસ (નવું સ્ટેશન) ને મ્યુનિસિપલ ઑફીસ.

## દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તર કાનડા.

| ભાગ. | | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | કલાદગી જીલ્લો | કલાદગી |

| | | |
|---|---|---|
| ૨ | બેલગાંમ જીલ્લો | બેલગાંમ |
| ૩ | ધારવાડ જીલ્લો | ધારવાડ |
| ૪ | ઉત્તર કાનડા જીલ્લો | કારવાડ |
| ૫ | કોલાપુર સંસ્થાન | કોલાપુર |
| ૬ | સાવનુર સંસ્થાન | સાવનુર |
| ૭ | દક્ષિણ મરાઠા જાગીર | સાંગલી, જમખંડી, મીરજ, કુરંદવાડ, મુધેળ ને રામદુર્ગ |

**નદીઓ**—કૃષ્ણા, વારણા, તુંગભદ્રા વગેરે.

**પર્વત**—સંહ્યાદ્રી.

**ભાષા**—મરાઠી ને કાનડી.

**પેદાશ**—અનાજ, લાકડાં ધાતુનો સામાન, દેશી કાપડ, તમાકુ, ડાંગર વગેરે.

**શહેરો**—કલાદગી, બેલગાવ, ધારવાડ, સદાશીરગઢ વીજાપુર, બાલગકોટ, કુંપટા હોનાવર, કોલાપુર, ગોવા, બકાપુર, હુબલી વગેરે.

**દેશી રાજ્યો**—કોલાપુર, સાવનુર, દક્ષિણ મરાઠા જાગીર

---

## ૧ સુરત જીલ્લો.

---

**મોટા શહેર**—સુરત, ચીકલી, વલસાડ, જલાલપુર, માંડવી, રાંદેરા, ઓરપાડ ઉદવાડા, બીધાના, અમલસાડ, કતારગાંવ, વાલોડ વગેરે.

**નદીઓ**—તાપી, કીમ, પુર્ણા, દમણગંગા, પાર, કોલક વગેરે.

બંદર—સુરત, વલસાડ વગેરે.
પર્વત—પારનેરા, ડુંગાર વગેરે
પેદાશ—ડાંગર, રૂ, ઘઉં, બાજરી, દીવેલી, કોદરા. શેરડી ને કેળાં.
ભાષા—ગુજરાતી.

હકીકત—સુરત શહેરમાં અંગ્રેજોએ ૧૬૬૨ માં કોઠી કરી હતી. હાલ રેલ તથા આગની અડચણથી એ શહેર માડી હાલતમાં આવી ગયુ છે.

---

## ૨ ભરૂચ જીલ્લો.

---

મોટાં શહેરો—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, દેગામ, શુકલ-તીર્થ, વિલાયત, ટંકારીઆ વગેરે.

નદીઓ—નર્મદા, મહી, ઢાઢર, ઊમરાવતી વગેરે.
બંદર—બરૂચ.

પેદાશ—રૂ, અનાજ, તમાકુ, દીવેલી, ડાંગર, ચણા વગેરે.
હકીકત—શુકલતીર્થ એ જાત્રાનું ઠેકાણું છે, એ શહેરની પાસે કબીર વડ છે.

---

## ૩ ખેડા જીલ્લો.

---

મોટાં ગામ—ખેડા, કપડવંજ, દાસરા, મેહેમદાવાદ, આત્રસુંબા, ડાકોર, વડતાલ, વાસદા, બોરસદ વગેરે.

નદીઓ—મહી, શેઢી, મે હોગ, વાત્રક, મેશ્વો વગેરે.
પેદાશ—ડાંગર, બાજરી, જુવાર, શેરડી, કપાસ, કસુંબી વગેરે.
હકીકત—ડાકોર જાત્રાનું ઠેકાણું છે. એમાં રણછોડજીની મૂર્તિ છે. ગોમતી તળાવ છે, વડતાલમાં સ્વામીનારાયણનું ધામ છે.

---

## ૪ પંચમહાલ જીલ્લો.

---

મોટાં શહેર—ગોધરા, દાહોદ, હાલોલ, ચાંપાનેર, વેજલપુર વગેરે.
નદી નથી.
પર્વત—પાવાગઢ.
ડુંગરી કીલ્લો—ચાંપાનેર.
પેદાશ—ઘઉં, ડાંગર, મકાઇ, બાજરી, તલ, મહુડા, લાકડાં વગેરે.
હકીકત—આ જીલ્લો અગાઉ સિંધીઆના તાબામાં હતો હાલ અંગ્રેજ સરકારના તાબામાં છે. ગોધરા શહેર પાસે ઉના પાણીના કુંડ છે.

---

## ૫ અમદાવાદ જીલ્લો.

---

મોટાં ગામ—અમદાવાદ, વીરમગામ, ધોળકા, ધંધુકા, ઘોઘા, સાણંદ, પાટડી, ધોલેરા, બાવળા, ગાંગડ, ચોરવડોદરા, ખારાઘોડા, સર્ખેજ વગેરે.
નદીઓ—આદર, માજુમ, વાત્રક, મેશ્વો, સાબરમતી વગેરે.
બંદર—ધોલેરા, ઘોઘા.

બેટ—પીરમ.

તળાવ—મુનસર, મલાવ, કાંકરીઆ, ગંગાસર, વગેરે.

પેદાશ—બાજરી, ચણા, અડદ, સેરડી, રૂ, ડાંગર. ગોળ, તમાકુ, વડાગરૂં મીઠું, વગેરે.

હકીકત—અમદાવાદ શહેર ઇ. સ. ૧૪૧૨ ની સાલમાં અમદશાહે વસાવ્યું. હાલ તે ગુજરાતની ગાદીનું શહેર ગણાય છે. તે શહેરમાં ટ્રેનીંગ કૉલેજ, રાજકુમાર કૉલેજ વગેરે છે. છાપખાનાં ઘણાંજ છે. રાણપુરમાં જુનો પડી ગયેલો કીલ્લો છે.

## ૧ કાઠિયાવાડ એજન્સિ.

| | ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ૧ | ઝાલાવાડ | ધ્રાંગધ્રા |
| ૨ | ગોહિલવાડ | ભાવનગર |
| ૩ | ઊંડસરવૈયા | ડોંડા |
| ૪ | બાબરીઆવાડ | જાફ્રાબાદ |
| ૫ | બરડો | પોરબંદર |
| ૬ | સોરઠ | જુનાગઢ |
| ૭ | કાઠિયાવાડ. | રાજકોટ |
| ૮ | હાલાર | જામનગર |
| ૯ | મચ્છુકાંઠો | મોરબી |
| ૧૦ | ઓખામંડળ | દ્વારકા |

નદીઓ—ભાદર, મચ્છુ, શેત્રુંજી, આજી વગેરે.

બંદર—ઘોઘા, ભાવનગર, મહુવા, દીવબંદર, વેરાવલ, પોરબંદર, દ્વારકાં, સલાયા વગેરે.

બેટ—દીવ, પીરમ, બેટ. સંખેદ્વાર વગેરે.

હવા ખાવાની જગાઓ—વેરાવલ, બાલાચડી, ગોપનાથ વગેરે.

જાત્રાનાં ઠેકાણાં—દ્વારકાં, ગીરનાર, શેત્રુંજો, પ્રભાસપાટ્ટણ વગેરે.

પર્વત—ગીરનાર, શેત્રુંજો.

શહેરો—રાજકોટ, ભાવનગર, જાફરાબાદ, જામનગર, મોરબી, જસદણ, વાંકાનેર, ધ્રાંગધ્રા, સોનગઢ, ધોરાજી, વઢવાણ, લીંબડી વગેરે.

પેદાશ—બાજરી, જુવાર, ઘી, ઘોડા, તલ, શેરડી, ઉન. રૂ, વગેરે.

હકીકત—રાજકોટ એ મોટું શહેર છે, તેમાં એ પ્રાંતનો મોટો, હાકેમ, પોલીટીકલ સાહેબ છાવણી રાખીને રહે છે, એ શહેરમાં જોવા લાયક જગાઓ ઘણી છે.

## ૨ પાલણપુર સંસ્થાન.

શહેરો—પાલણપુર, રાંધણપુર, ડીસા, ભાભર, થરાદ, સુઇગામ વગેરે.

નદીઓ—બનાસ, સરસ્વતી, નીમરાખી વગેરે.

પર્વત—આરાસુર, અંબાજી, શારોઇ વગેરે.

લશ્કરની છાવણી—ડીસા.

પેદાશ—બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, શેરડી, રૂ વગેરે.

## ૩ મહિકાંઠા એજન્સિ.

શહેર—સાદરા, ઇડર, માણસા, પેથાપુર, અહમદનગર, હાલ
ધરોલા વગેરે.

નદીઓ—વાત્રક, ખારી, મેશ્વો, સાબરમતી વગેરે.

પર્વત—આરાસુર.

જાત્રાનાં ઠેકાણા—અંબાજી, સામળાજી વગેરે.

પેદાશ—બાજરી, જુવાર, ઘઉં, તમાકુ, અફીણ વગેરે.

## ૪ રેવાકાંઠા એજન્સિ.

શહેર—નાંદોદ, છોટાઉદેપુર, દેવગડબારીઆ, લુણાવાડા, સુંથ, નારુ
કોટ, વીરપુર વગેરે.

નદીઓ—મહિ, નર્મદા, ઢાઢર, વિશ્વામીત્રી વગેરે.

પર્વત—રાજપીપળા.

પેદાશ—ઇમારતી લાકડાં, રૂ, બાજરી, ઘઉં, જુવાર વગેરે.

હકીકત—એ રેવા નદીની આસપાસનો મુલક છે જેથી તેનું નામ
રેવાકાંઠો પડયું છે.

## ૫ ગાયકવાડ સંસ્થાન.

શહેર—વડોદરા એ રાજધાનીનું શહેર છે, તે સિવાય ડભોઈ,

ઇટોલા, નવસારી, પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશનગર, કોડીનાર, ગણદેવી, દ્વારકાં વગેરે.

નદીઓ—સરસ્વતી, વિશ્વામિત્રી, ઢાઢર, તાપી વગેરે.

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર વગેરે.

---

## ૬ ખંભાત સંસ્થાન.

---

શહેર—ખંભાત બંદર—ખંભાત.

નદી—મહી, સાબરમતી.

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, મીઠું, રૂ, અફીણ, ગળી, શેતરંજી, અકીકના પથ્થર વગેરે.

હકીકત—એ શહેરમાં સુતરફેણી ઘણી સરસ બને છે.

---

## ૭ પંચમહાલ એજન્સિ.

---

શહેર—નારૂકોટ પેદાશ—ઈમારતી લાકડાં.

હકીકત—પંચમહાલ એજન્સિમાં ગવર્નરનો એજંટ રહેછે.

---

## ૮ સુરત એજન્સિ.

---

શહેર—ધરમપુર, વાંસદા, સચીન, બીનાર, વગેરે.

નદીઓ—કાવેરી, અંબીકા, દમણ, ગંગા, ખરેરા વગેરે.

પેદાશ—ઘઉં, બાજરી, જુવાર, મહુડા ઇમારતી લાકડાં વગેરે.

હકીકત--એમાં ખાદીનું કાપડ ઘણું સરસ બને છે. વાસદામાં દેવકી ઉનાઈનો કુંડ છે.

---

# શહેર વર્ણન.

---

હૈદ્રાબાદ—એ અસલ સિંધ પ્રાંતની રાજધાનીનું શહેર હતું. એમાં સોનેરી ભરતનું કામ, અને હાથી દાંતનું કામ સારૂં થાય છે, ત્યાં મીર લોકોની કબરો જોવા જોગ છે.

ઠઠ્ઠા—એ ઘણું જ અસલી જુનું શહેર છે. અગાઉ તે ઘણુંજ મોટું શહેર હતું પણ હાલ પડી ભાગ્યું છે.

કરાંચી—એ શહેરમાં વેપાર ઘણોજ ચાલે છે, હાલ તે સિંધ પ્રાંતની રાજધાનીનું શહેર છે. એમાં ઇંગ્રેજ લોકોની મોટી મોટી ઓફીસો તથા ગોદીઓ (કારખાના) છે; એમાં જોવા લાયક ઠેકાણાં ઘણાં છે સિંધ પ્રાંતનો મોટો હાકેમ કમીસ્નર સાહેબ એ શહેરમાં રહે છે.

ભુજ—એ કચ્છ પ્રાંતની રાજધાનીનું શહેર છે. એમાં ભરતનું કામ તથા સોના રૂપનું કામ સારૂં થાય છે કચ્છનો પોલીટીકલ સાહેબ એ શહેરમાં રહે છે એમાં જોવા લાયક ઠેકાણાં ઘણાં છે તેમાં મુખ્ય બાગ મહેલ જોવા જોગ છે.

માંડવી—એ કચ્છનું સૌથી વધારે વસ્તીવાળું ને વેપારમાં પેહેલા નંબરનું બંદર છે તેમાં વેપાર ઘણો ચાલે છે ત્યાંના ખલાસી બહુ હુશિઆર ગણાય છે.

દ્વારકા—એ અસલ ગુજરાતની રાજધાનીનું શહેર હતું, હાલ તે ગાયકવાડ

વાડ સરકારને તાબે છે. તે જાત્રાનું ઠેકાણું છે તેથી ત્યાં ઘણાં લોકો તીર્થ કરવા જાય છે.

રાજકોટ—એ કાઠિયાવાડમાં મોટું શહેર છે, ત્યાં પોલીટીકલ એજંટ છાવણી નાખીને રહે છે, ત્યાં જોવા જોગ ઠેકાણાં ઘણાં છે. રાજકુમાર કૉલેજ તથા ટ્રેનીંગ કૉલેજ પણ તે શહેરમાં છે.

અમદાવાદ—એ અહમદશાહે ઇ. સ. ૧૪૧૨માં વસાવ્યું હાલ તે ગુજરાતી રાજધાનીનું શહેર છે. ત્યાં રાજકુમાર કૉલેજ તથા ટ્રેનીંગ કૉલેજ છે.

ચાંપાનેર—એ શહેર ચાંપા પ્રધાને રાજા વનરાજના વખતમાં વસાવ્યું હતું હાલ તે તુટી ગયું છે.

વડોદરા—એ ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. ત્યાંના રાજા મરેઠા કહેવાય છે.

પુના—અગાઉ એમાં પેશ્વાની રાજધાની હતિ. હાલ અંગ્રેજને તાબે છે ત્યાં લશ્કર રહે છે.

સુરત—એ તાપી નદીને કાંઠે મોટું બંદર છે. અગાઉ તેમાં વેપાર ઘણો ચાલતો હતો. તેમાં વલંદા લોકોએ પહેલાં વેપારની કોઠી નાખી હતી. હાલમાં તે શહેર આગ તથા રેલની હાલતથી ખરાબ હાલતમાં આવી ગયું છે.

મુંબઈ—એ શહેર ૧૬૬૧ માં ફીરંગી લોકો પાસેથી અંગ્રેજોને કન્યાદાનમાં મલ્યું છે, તેમાં વેપાર ઘણો ચાલે છે, મુંબઇ ઇલાકાની રાજધાનીનુ શહેર છે, એમાં ગવર્નર સાહેબ રહે છે, એમાં ઇનસાફ કરવાની મોટી કચેરીઓ છે, જોવા જોગ ઠેકાણાં ઘણાં છે.

નાશિક—એ ગોદાવરી નદી ઉપર હિંદુઓનું તીર્થનું ઠેકાણું છે.

અહમદનગર—એ સીના નદી ઉપર છે એમાં અગાઉ મુસલમાન બાદશાહોની રાજધાની હતી. બાહાદુર ચાંદબીબી આ શહેરમાં થઇ ગઇ છે.

મહાબળેશ્વર—એ શહેરમાં ગવર્નર સાહેબ તથા બીજા અમલદારો ગરમીના દહાડામાં હવા ખાવા જાય છે.

સોલાપુર—એ રેલ્વેનું મોટું સ્ટેશન છે. ત્યાં બારસી વગેરેનું રૂ આવે છે.

---

## નીચે લખ્યું શું શું છે? તે નકશામાં બતાવો.

---

અ—અમદાવાદ, અકલકોટ, અહમદનગર; અલીબાગ, આરાસુર, આબુ, આમોદ.

ઇ—ઇડર.

ઊ—ઊદવાડા, ઊત્તર મહારાષ્ટ્ર.

અં—અંજાર.

ક—કંથકોટ, કરાંચી, કૃષ્ણા, કપડવંજ, કન્યાળી, કારવાડ, કોલ્હાપુર, કલાદગી; કોટેશ્વર.

ખ—ખૈરપુર, ખંભાત, ખંડાળા.

ગ—ગીરનાર, ગોધરા, ગોવા, ગોંડલ.

ઘ—ઘોઘા.

ચ—ચાંદવડ, ચાંપાનેર.

જ—જુનાગઢ, જામનગર, જાફરાબાદ, જેઠવાબાદ જોડીઆ, જેતપુર, જખૌ, જવ્હાર, જસદણ, જંજીરા, જમખંડી.

ટ—ટંકારીઆ.

ઠ—ઠઠ્ઠા.

ડ—ડાકોર, ડીસા, ડભોઇ.

ત—તળાજા, તુણા, ત્રંબક, તાપી.

થ—થરપારકર, થાણા.

દ—દમણગંગા, દમણ, દીવ, દ્વારકા.

ધ—ધોળકા, ધોળેરા, ધ્રાંગધ્રા, ધરમપુર, ધુળીઆ, ધારવાડ

ન—નગરપારકર, નવાનગર, નાંદોદ, નાશિક, નવીબંદર, નારાણસર, નર્મદા, નીરા, નીમાડ.

પ—પોરબંદર, પાવાગઢ, પંઢરપુર, પાલીટાણા, પ્રભાસપાટણ, પાલણપુર, પુણા, પુરંધર, પેઠ, પંચગંગા,

ફ—ફલટણ.

બ—બુરાનપુર.

ભ—ભરૂચ, ભુજ, ભાવનગર, ભાલ, ભોર, ભીમા.

મ—મેહમદાબાદ, માંડવી, (કચ્છ) મુંબઇ, માંગરોલ, મહુવા, મીરજ.

ર—રાજાપુર, રત્નાગીરી, રાજકોટ, રાધણપુર.

લ—લુણાવાડા, લીંબડી, લુણી.

વ—વડોદરા, વિજાપુર, વલ્લભીપુર, વેરાવલ, વાંસદા, વસાઇ, વિજયદુર્ગ વીરમગામ.

શ—શિકારપુર, શિરોઇ, શેત્રુંજા.

સ—સદાશિવગઢ (કારવાડ) સાદરા, સાંગનુર, સોલાપુર, સુરત, સરસ્વતી, સાધપુર, સાબરમતી, સાષ્ટી, સચીન, સતારા, સાંગલી, સાંવતવાડી, સીના, સાતપુડો, સંબલપુર.

હ—હૈદ્રાબાદ, (સિંધ) હેનાવર, હાલોલ.

---

## જમીનની વ્યાખ્યા.

---

ખંડ—જમીનના મોટા ભાગ જેમાં ઘણા દેશો આવેલા હોય તેને ખંડ કહે છે.

બેટ—જમીનો જે ભાગ ચે તરફ પાણીથી વીટાયલો હોય તેને બેટ (દ્વિપ કે ટાપુ) કહે છે. બેટથી ઉલટું તળાવ.

દ્વિપકલ્પ—જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન આવેલી હોય તેને દ્વિપકલ્પ કહે છે.

ભુશિર—જમીનની અણી લાંબી થઈ સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર, ભુશાખા, કેપ, હેડ અથવા બિંદુ કહે છે. ભૂશિરથી ઉલટો અખાત.

સંયોગીભૂમી—જે સાંકડો જમીનનો ભાગ, જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને સંયોગી ભૂમી કહે છે. સંયોગીભૂમીથી ઉલટી સામુદ્રધુની.

ખીણ—ડુંગર કે પર્વતની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહે છે.

**પર્વત**—જમીનના વધારે ઉચા ભાગને પર્વત કહે છે.

**મેદાન**—સપાટ જમીનના વિશાળ પ્રદેશને મેદાન કહે છે.

**બંદર**—નદી કે દરીઆ કીનારે જે શહેર આવેલું હોય અને વાહાણુથી માલ ચડતો ઉતરતો હોય તેને બંદર કહે છે.

**સ્ટેશન**—જે જગ્યાએ આગગાડીમાં ચડાતું ઉતરાતું હોય તેને સ્ટેશન કહે છે.

**જીલ્લો**—સરકારના ખાસ મુલકને જીલ્લો કહે છે, જીલ્લાના ઉપરી અમલદારને કલેકટર કહે છે.

**એજન્સિ**—જે ભાગમાં નાના મોટા ખંડીઆ રાજા રાજ કરતા હોય તેવા મુલકને એજન્સિ કહે છે. એજન્સિના ઉપરી અમલદારને પોલીટીકલ એજન્ટ કહે છે.

---

## પાણીની વ્યાખ્યા.

---

**મહાસાગર**—પૃથ્વીના મોટા ભાગ ઉપર ફેલાયલા ખારા પાણીનો જે સમુદાય તેને મહાસાગર કહે છે.

**સમુદ્ર**—ખારા પાણીનો જે ભાગ મહાસાગર કરતા નાનો હોય તેને સમુદ્ર કે સાગર કહે છે.

**ભરતિ**—સમુદ્રનું પાણી વારા ફરતી ચડે તેને ભરતિ કહે છે.

**ઓટ**—સમુદ્રનું પાણી વારા ફરતી ઉતરે તેને ઓટ કહે છે

**અખાત**—સમુદ્રનો જે ફાંટો લાંબો થઇ જમીનમાં પેઠેલો હોય, તેને અખાત કહે છે અખાતથી ઉલટો ભુશીર.

**ઉપસાગર**—અખાતનું મોટું પહોળું હોય તેને ઉપસાગર કહે છે.

**સામુદ્રધુની**—જે નાનો પાણીનો ભાગ પાણીના બે મોટા ભાગને સાંધે છે તેને સામુદ્રધુની કહે છે એથી ઉલટી સંયોગીભુમી

**સરોવર**—પાણીનો જે ભાગ જમીનથી ચોતરફ ઘેરાયલો હેય, તેને સરોવર કહે છે.

**તળાવ**—સરોવર કરતાં નાનું હોય તેને તળાવ કહે છે. તળાવથી ઉલટો બેટ.

**નદી**—મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇને સમુદ્રને મળે છે તેને નદી કહે છે.

**નદ**—નદી અતિસે મોટી હોય તેને નદ કહે છે.

**નદીનું મુળ**-નદી જે ઠેકાણે મળે તેને મુળ કહે છે.

**નદીનું મુખ**—નદી જે ઠેકાણેથી નીકળે છે તેને મુખ કહે છે.

**નળ**—સમુદ્રનો સાંકડો પટ કે ભાગ જમીન ઉપર ધસી આવેલો હોય અથવા જમીનથી તેનું રક્ષણ થતું હોય તેને નળ કહે છે.

**સંગમ**—જે જગ્યાએ નાની નદી, મોટી નદીને મળે છે તેને સંગમ કહે છે.

**ખાડી**—સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહે છે.

# *નકશાની દિશાઓની સમજણ.




*નકશા ભણી મોં કરી ઉભા રહીએ તો મથાળે ઉતર દિશા નીચે દક્ષિણ દિશા, ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા, અને જમણા હાથ તરફ પૂર્વ દિશા આવે છે.

ભૂગોળ વિદ્યા સમાપ્ત.

. થમાં કંકણ તેને વળી આયનાની જરૂર શી ?

કયો પુરૂસ લીપઝીગના વીશાળ બગીચામાં ખાસ
સંભાળ નીચે ઊછરતા તમામ જાતના સુગંધી
ફુલોમાંથી તૈયાર કરેલા અમારા હેકો સેન્ટ
ના નામથી અજાણ્યો હશે.










પધારો વહેલા પધારો
એકવખત લઈ ખાતરી કરો

જ્યાં જુઓ ત્યાં આજે એની ખુશબો વાહરવીછે, કારણ કે તે પાયાદાર મગજને તાકાત આપતી તથા દીલને ખુશ કરતી સસ્તી અને સીધપુરની જાત્રા છે. ધર્મીષ્ટ હીંદુ તથા મુસલમાન ભાઇઓ માટે તે આશીરવાદ સમાન છે, કારણકે તેમાં કોઈપી તરેહનુ દારૂનું મીશ્રણ નથી માટે

મળવાનુ ઠેકાણુ:—

# લાલજી હરજીવન મહેતાની કું.

સીંધ પંજાબ અને બલુચીસ્તાન માટેના એકલા આડત્યા,

બંદર રોડ, કરાચી.

# જાહેર ખબર.

જે મહાગૃહસ્થોને આ ભુગોળ તેમજ અમારી [illegible] પ્રસિદ્ધ થયેલ અને શાળાપયોગી મેટ્રીક્યુલેશન ક્લાસ [illegible] અંગ્રેજી તેમજ સીંધી, ગુજરાતી, ઉર્દુ, સ્કુલોમાં ચાલતા [illegible] જોઇયે તેમને નીચે લખેલ ઠેકાણે કિમત સાથે પત્ર દ્વારા જણાવવાથી મોકલી આપવામાં આવશે, તેમજ જેઓની હશે તેમને વેલ્યુપેએબલ પોસ્ટથી પણ મોકલવામાં આવશે. જથાબંધ નકલો મંગાવનારને સારૂં કમીશન આપવામાં આવશે એ વિષે પત્રથી ખાતરી કરો.

લાલજી હરજીવન મેતા.

માલક ગુજરાતી હેડ [illegible] અને બુક [illegible]

બંદર રોડ—કરાંચી

☞ કોઇ પણ વિદ્યાર્થી આ ભુગોળ ખરીદ કરવાને અશક્ત છે એવું, પોતાના માસ્તરની સર્ટીફીકેટ સાથે સાબીત કરશે તેને આ ચોપડી મફત આપવામાં આવશે.